




# શ્રી કચ્છ કડવા પાટીદાર સતપંથ સનાતન સમાજ ટ્રસ્ટ

હેડ ઓફિસ : નવસારી લાટ (પીરાણા), તા. દશક્રોઈ, જી. અમદાવાદ - ૩૮૨૪૨૫ બ્રાન્ચ : નખત્રાણા (કચ્છ)
(ટ્રસ્ટ રજી. નંબર F ૨૩૮૪ તા. ૧૬-૯-૯૧ અમદાવાદ)
૦૨૭૧૮ - ૨૮૮૨૨૭ પ્રમુખશ્રી
૦૨૭૧૮ - ૨૮૮૨૨૯ કાર્યાલય
૦૨૭૧૮ - ૨૮૮૨૨૦ ગુરૂકુલ હોસ્ટેલ
૦૨૭૧૮ - ૨૮૮૩૨૦ ગુરૂકુલ સ્કુલ

તારીખ :

તા. ૧૭-૪-૨૦૧૦

## સમાજનું વિભાજન કરતા શ્વેતપત્રનો પ્રત્યુતર

આપણા કચ્છ કડવા પાટીદાર સમાજની ખાસિયતની સાથે સાથે વાસ્તવિકતા એ છે કે કચ્છ તેમજ ગુજરાતના કંપાઓ તેમજ અન્ય પ્રદેશોમાં ગામના કે પરિવારના કે સાંપ્રદાયિક પ્રસંગો હોય કે પરિવારના મિલન હોય તેને સમગ્ર સમાજ સાંપ્રદાયિક ભેદભાવ ભૂલી સંયુક્તમાં ભવ્ય રીતે ઉજવે છે. પરંતુ સમાજની મીટીંગો કે સમારંભ આવે ત્યારે ક્યાંથી નાના મોટા સાંપ્રદાયિક ભેદભાવ ઊભા થઈ જતા હોય છે. ચાલુ વર્ષે અખિલ ભારતીય ક.ક.પાટીદાર સમાજ સ્થાપનાની સુવર્ણજયંતિ ઉજવવા જઈ રહ્યા છે ત્યારે જ સમાજમાં કેટલાક આવા સાંપ્રદાયિક ભેદભાવો ઉપસી આવ્યા છે, તેના નિવારણ માટે કેન્દ્રીય સમાજના આગેવાનો તથા સમાધાન સમિતિના વડપણ હેઠળ બંને પક્ષો વચ્ચે સમાધાન કરાવવા ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા, ઘણી મીટીંગોનું આયોજન થયું,પરંતુ તા.૦૮-૧૦-૦૯ સુધીમાં સનાતન સમાજના ભાઈઓ મીટીંગોમાં હાજર રહ્યા નહીં, સહકાર આપ્યો નહીં અને ધનસુરા ખાતે સનાતન સમાજની મીટીંગ બોલાવી સમાજમાં વિભાજન થાય તેવા ઠરાવો કર્યા તેના અનુસંધાનમાં તા.૧૧-૧૧-૦૯ ના રોજ કેન્દ્રીય સમાજની મીટીંગમાં ગહન ચર્ચાઓના અંતે કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રીએ કેન્દ્રીય સમાજ વતીથી ક.ક.પાટીદાર સમાજની રચના, વ્યાખ્યા, નામ, ઉદ્દેશ, સભ્યપદ તેમજ કલમ-૧૮-૧૯ અંગે વિશદ્ છણાવટ સાથે ખુલાસાપત્ર બહાર પાડ્યો. જે "પાટીદાર સંદેશ" જાન્યુ-૧૦ ના અંકમાં છપાયેલ છે.






# શ્રી કચ્છ કડવા પાટીદાર સતપંથ સનાતન સમાજ ટ્રસ્ટ

હેડ ઓફિસ : નવસારી લાટ (પીરાણા), તા. દશક્રોઈ, જી. અમદાવાદ - ૩૮૨૪૨૫ બ્રાન્ચ : નખત્રાણા (કચ્છ)
(ટ્રસ્ટ રજી. નંબર F ૨૩૮૪ તા. ૧૬-૯-૯૧ અમદાવાદ)

૦૨૭૧૮ - ૨૮૮૨૨૭ પ્રમુખશ્રી
૦૨૭૧૮ - ૨૮૮૨૨૯ કાર્યાલય

૦૨૭૧૮ - ૨૮૮૨૨૦ ગુરૂકુલ હોસ્ટેલ
૦૨૭૧૮ - ૨૮૮૩૨૦ ગુરૂકુલ સ્કુલ

તારીખ :

તા. ૧૭-૪-૨૦૧૦

## સમાજનું વિભાજન કરતા શ્વેતપત્રનો પ્રત્યુતર

આપણા કચ્છ કડવા પાટીદાર સમાજની ખાસિયતની સાથે સાથે વાસ્તવિકતા એ છે કે કચ્છ તેમજ ગુજરાતના કંપાઓ તેમજ અન્ય પ્રદેશોમાં ગામના કે પરિવારના કે સાંપ્રદાયિક પ્રસંગો હોય કે પરિવારના મિલન હોય તેને સમગ્ર સમાજ સાંપ્રદાયિક ભેદભાવ ભૂલી સંયુક્તમાં ભવ્ય રીતે ઉજવે છે. પરંતુ સમાજની મીટીંગો કે સમારંભ આવે ત્યારે ક્યાંથી નાના મોટા સાંપ્રદાયિક ભેદભાવ ઊભા થઈ જતા હોય છે. ચાલુ વર્ષે અખિલ ભારતીય ક.ક.પાટીદાર સમાજ સ્થાપનાની સુવર્ણજ્યંતિ ઉજવવા જઈ રહ્યા છે ત્યારે જ સમાજમાં કેટલાક આવા સાંપ્રદાયિક ભેદભાવો ઉપસી આવ્યા છે, તેના નિવારણ માટે કેન્દ્રીય સમાજના આગેવાનો તથા સમાધાન સમિતિના વડપણ હેઠળ બંને પક્ષો વચ્ચે સમાધાન કરાવવા ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા, ઘણી મીટીંગોનું આયોજન થયું,પરંતુ તા.૦૮-૧૦-૦૯ સુધીમાં સનાતન સમાજના ભાઈઓ મીટીંગોમાં હાજર રહ્યા નહીં, સહકાર આપ્યો નહીં અને ધનસુરા ખાતે સનાતન સમાજની મીટીંગ બોલાવી સમાજમાં વિભાજન થાય તેવા ઠરાવો કર્યા તેના અનુસંધાનમાં તા.૧૧-૧૧-૦૯ ના રોજ કેન્દ્રીય સમાજની મીટીંગમાં ગહન ચર્ચાઓના અંતે કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રીએ કેન્દ્રીય સમાજ વતીથી ક.ક.પાટીદાર સમાજની રચના, વ્યાખ્યા, નામ, ઉદેશ, સભ્યપદ તેમજ કલમ-૧૮-૧૯ અંગે વિશદ્ છણાવટ સાથે ખુલાસાપત્ર બહાર પાડ્યો. જે "પાટીદાર સંદેશ" જાન્યુ-૧૦ ના અંકમાં છપાયેલ છે.

કેન્દ્રીય સમાજના બંધારણના વાસ્તવિક અર્થઘટનથી નારાજ સનાતન સમાજના રમેશભાઈ વાગડીયા તેમજ અન્ય ભાઈઓએ કેન્દ્રીય સમાજના આગેવાનોને નપુસંક ગણાવી આક્ષેપો કરી તેમને વખોડી કાઢ્યા અને સતપંથ સમાજની લાગણી દુભાય તેવા જાહેર પ્રવચનો ચાલુ રાખ્યા જેની કેસેટો સમાજમાં ફરવા લાગી. અગાઉ પણ સને ૨૦૦૫ માં રમેશભાઈ વાગડીયાએ સતપંથ સમાજની લાગણીઓ દુભાય તેવી પત્રીકાઓ છાપી બહાર પાડેલી તેની સામે અમદાવાદની કોર્ટમાં કેસ ચાલતો હતો અને પકડ વોરંટ નિકળેલું હતું. પોલીસ રમેશભાઈ વાગડીયાને શોધી રહી હતી. આવી બદનામ કેસેટોથી જાહેરમાં આવેલા રમેશભાઈ વાગડીયાની નખત્રાણા ખાતે કેન્દ્રીય સમાજ તથા સતપંથ સનાતન સમાજની સમાધાન મીટીંગ તા.૨૭-૨-૧૦ ના રોજ ચાલી રહી હતી તે દરમ્યાન પોલીસે ધરપકડ કરી જેથી સમાજમાં તનાવ વધી ગયો. તેનાથી ચિંતિત થઈ તાત્કાલિક કેન્દ્રીય સમાજે બંને પક્ષોની તા.૨૩-૩-૧૦ ના રોજ મીટીંગ બોલાવી આખરી સમાધાન કરવા તાકીદ કરી જેમાં બંને પક્ષોના તથા કેન્દ્રીય સમાજના પ્રમુખ સહિત ૨૦ સભ્યો હાજર રહ્યા હતા. તેમાં સતપંથ સમાજ ઉપર દબાણ લાવી સતપંથ સમાજે બધા જ કેસ બીનશરતી પાછા ખેંચી લેવડાવવાના અને સૌએ સાથે મળી વાણી વર્તનમાં સંયમ રાખી સમાજમાં સંપ-સંગઠન જળવાઈ રહે અને સહકારની ભાવનાથી સુવર્ણજ્યંતિ મહોત્સવની ઉજવણી કરવી એવું સમાધાન થયેલ. તેમ છતાં સનાતન સમાજના દબાણ હેઠળ આવી કેન્દ્રીય સમાજે તા. ૨૫-૩-૧૦ ના રોજ તાત્કાલિક મીટીંગ બોલાવી સમાજના બંધારણ બાબતે પોતાનું વલણ બદલી **"શ્વેતપત્ર"** બહાર પાડેલ છે અને તે પ્રમાણે બંધારણમાં સુધારા કરવા કેન્દ્રીય સમાજની અસાધારણ સભા બોલાવી છે તે દુર્ભાગ્યપુર્ણ છે જે સમાજની એકતામાં બાધક બની શકે તેમ છે જે અમને માન્ય નથી જે સતવરે પાછુ ખેંચાવું જોઇએ.

(૧) કેન્દ્રીય સમાજના બંધારણના ઘડવૈયા અને પ્રણેતા બેરીસ્ટર શ્રી વીરેન્દ્ર પટેલે બંધારણના ઉદ્દેશ જણાવતાં કહ્યું છે કે "જ્ઞાતિના રીતરિવાજોમાં હાલમાં પ્રવર્તતી ગેરવ્યવસ્થા અને અંધાધૂંધી અટકાવવા તથા વર્તમાન સમયની આર્થિક અને સામાજિક પરિસ્થિતિને અનુરૂપ હોય તેવું આપણી જ્ઞાતિનું બંધારણ હોવું જરૂરી છે, જ્ઞાતિના ભાઈ-બહેનોની પરિષદ આ બંધારણ બનાવે છે." આથી સ્પષ્ટ થાય છે કે કોઈ ધાર્મિક વિચારધારા પર સમાજનું બંધારણ ઘડાયેલ નથી.

(૨) આ સમાજનું નામ "શ્રી અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ" રહેશે. સમાજના નામમાં ક્યાંય સનાતન શબ્દ વપરાયેલ નથી.



(3) "કચ્છ કડવા જ્ઞાતિની ૧૮ વર્ષથી ઉપરની ઉંમરની કોઈપણ વ્યક્તિ ગમે ત્યાં રહેતી હોય તો પણ સંસ્થાના સભ્ય બની શકશે". સભ્યપદ માટે કોઈ ધાર્મિક કે સમાજીક શરત મૂકેલી નથી.

(૪) ક.ક. પાટીદાર સમાજના સ્થાપક પાંચ ટ્રસ્ટીઓમાંના એક ટ્રસ્ટીશ્રી અરજણ રામજી (ભૂજ) તેમજ કારોબારી માં લાલજીભાઇ કરશન (દુર્ગાપુર) અને પ્રેમજી કરમશી (કરબોઇ) આ બન્ને કારોબારી સભ્યો સતપંથ પરિવારના હતા તેમજ સતપંથી સમાજના ભાઇઓ એ દાન ભેટ પણ આપેલ છે. જેથી સનાતન સમાજના સભ્યોએ જ કેન્દ્રીય સમાજની સ્થાપના કરી છે તે વાત વાહીયાત છે અને સંપ્રદાયથી પર રહી વડીલોએ કેન્દ્રીય સમાજની સ્થાપના કરેલ છે.

(૫) બંધારણના નિયમ ૧ થી ૧૭ વહીવટી બંધારણીય તેમજ સામાજિક રીતરીવાજો અંગે છે એજ પ્રમાણે નિયમ ૧૮-૧૯ એ બંધારણની કલમ નહીં પણ જ્ઞાતિ રિતરીવાજ

Accepts Sanatan Dharm

(૬) સમાજનો ધર્મ સનાતન વૈદિક હિન્દુ ધર્મ છે તે નિર્વિવાદ છે. સમાજના જે પણ ભાઈઓ વૈદિક ધર્મ વિરૂદ્ધ વર્તન કરી રહ્યાં હોય તેની સામે સાથે મળી કાર્યવાહી કરીએ. પરંતુ સતપંથ સંપ્રદાય હિન્દુ પરંપરાના ચાર વેદો પૈકી અર્થવવેદ આધારીત સંપ્રદાય છે. અને અખીલ ભારતીય સંત સમિતિએ જગદ્ગુરુની પીઠ બનાવી માન્યતા આપેલ છે. તેમ છતાં સતપંથ સામે ખોટા પુસ્તકો, તેમજ પુરાવા ઊભા કરી સતપંથ સમાજના ભાઈઓની લાગણીઓ દુભાય તેવો દુ:પ્રચાર થઈ રહ્યો છે જે યોગ્ય નથી.

This is the main FALSE statement

સતપંથ સહીત સમગ્ર સમાજના ભાઈઓ તન-મન-ધનથી કેન્દ્રીય સમાજની સ્થાપનાની સુવર્ણજ્યંતિ ઉજવવા તત્પર છે ત્યારે સમાજમાં "જોડવાનું" નહીં "તોડવાનું મિશન ચલાવતા કેટલાક તત્વોના હાથા બની સનાતન સમાજના દબાણ હેઠળ આવી કેન્દ્રીય સમાજ પોતાનું અગાઉનું વલણ બદલી બંધારણનું વિકૃત અર્થઘટન કરી **"શ્વેતપત્ર"** બહાર પાડેલ છે. જેથી કેન્દ્રીય સમાજની એક તરફી માનસિકતા જણાઈ આવે છે.

આજ સુધી સનાતન સમાજના ભાઈઓએ ઘણી વખત સતપંથ સમાજના યોગ્ય હક્કો તેમજ સમાજની સંયુક્ત મિલકતોની માલિકી તેમજ વહીવટથી દૂર રાખેલ છે. સતપંથ સમાજની ધાર્મિક લાગણી દુભાય તેવો વર્તાવ કર્યો છે અને કેન્દ્રીય સમાજે બહુમતીના દબાણ હેઠળ એક તરફી નિર્ણયો લીધેલા છે જેથી સતપંથ સમાજના ભાઈઓને પોતાના હક્કના રક્ષણ માટે કોર્ટ કચેરીનો સહારો લેવો પડેલ છે. પોતાના ભાઈઓ પર કેસ કરી હેરાન કરવાનો સતપંથ સમાજના ભાઈઓને શોખ થતો નથી પરંતુ કેન્દ્રીય સમાજમાં રજુઆત કરવા છતાં યોગ્ય ન્યાય મળતો ન હોવાથી કોર્ટનો સહારો લેવો પડતો હોય છે. અને આજે બહાર પાડવામાં આવેલ **"શ્વેતપત્ર"** પણ સુવર્ણજ્યંતિ ઉજવણી બહાના હેઠળ સમગ્ર સમાજને ગુમરાહ કરી કેન્દ્રીય સમાજ ઉપર એક તરફી અધિકાર મેળવવા માટેનું સનાતન સમાજના ભાઈઓનું પૂર્વ આયોજીત પ્લાન મુજબનું કાર્ય હોય અને કેન્દ્રીય સમાજની વર્તમાન નેતાગીરી તેમાં મનેકમને સામેલ હોય તેવું સ્પષ્ટ જણાઈ રહ્યું છે. સમાજને વિભાજન તરફ દોરી જાય તેવા આ કાર્યની સમાજના ભવિષ્ય ઉપર, સમાજની પ્રગતિ, એકતા ઉપર દુરોગામી અસર પડે તેમ છે અને સમાજમાં કેટલાય નવા સમીકરણો ઊભા થશે જેના માટે વર્તમાન કેન્દ્રીય સમાજની નેતાગીરી નિમિત બનશે જેથી સમાજનું હિત ધરાવનાર સૌએ પોતાના પ્રતિભાવ સાથે બહાર આવવું પડશે એ જ આપણા સૌની સામાજીક ફરજ છે.

પ્રમુખ / મંત્રી

શ્રી કચ્છ કડવા પાટીદાર સતપંથ સનાતન સમાજ ટ્રસ્ટ